પ્રશ્નોત્તર રૂપે બાળોપયોગી સરળ

# બાળ શિક્ષણ

યાને

## સૃષ્ટિજ્ઞાન વગેરે પ્રકીર્ણ વિષયો.

( ધોરણ પહેલા માટે. )


રચનાર,

મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય

પેટલાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય,

બુકસેલર એન્ડ પબ્લીશર—પેટલાદ.





આવૃત્તિ ૨ જી          પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૪.          સને ૧૯૧૮.

કીંમત રૂ. ૦-૧-૬.

# રાજગીત.

શ્રી પ્રભૂ આપો દીર્ઘ આયુ, શ્રી સયાજી મહારાજ નૃપતિને.
શાન્તિ દાતા એ નૃપનું સુરાજ્ય જગતમાં અચલ રહો,
કીર્તિવંત વિશ્વમાં થજો.
ભાગ્યશાળી નૃપતિ સદાએ ગણાજો, હે વિશ્વાધીપતિ,
આરોગ્ય નૃપતિને સારૂં આપજો, સૌખ્યમાં,
સર્વદા એ ભૂપતિ વસો, શત્રુઓ સૌ નાશ પામજો.
અચલ અમલ ન્યાય થકી નિજ પ્રજા,
પ્રતિદિન પ્રતિપાલન નૃપ કરજો.
નીતિમાન, ગુર્જરાધીપતિ, અમર તપો, વિભો !
સંપતિ, સંતતી, સન્મતી, સત્કૃતી, સૌ એ ભૂપને આપજો.



પ્રશ્નોત્તર રૂપે બાળોપયોગી સરળ

# બાળ શિક્ષણ

યાને

## સૃષ્ટિજ્ઞાન વગેરે પ્રકીર્ણ વિષયો.

(ધોરણ પહેલા માટે.)


રચનાર,

મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય.

પેટલાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય,

બુકસેલર એન્ડ પબ્લીશર—પેટલાદ.





આવૃત્તિ ૨ જી    પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૪.    સને ૧૯૧૮

શ્રી "ભાગ્યોદય" પ્રિન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું. ઠે. ખાડીઆ, અમદાવાદ.

કીંમત રૂ. ૦-૧-૬

# પ્રસ્તાવના.

નવાં ધોરણોમાં દાખલ કરવામાં આવેલો પદાર્થ પાઠનો વિષય ખરૂં જોતાં એક જુદા વિષય તરીકે હોવો જોઇએ નહિ, અર્થાત્ એ વિષયને બીજા વિષયોથી છુટો પાડી શીખવવાથી તે રસહીન લાગે છે. ખરૂં જોતાં વસ્તુઓનું પ્રત્યક્ષ દર્શન કરાવી બાળકોની અવલોકન શક્તિ કેળવી તે શકિતદ્વારા તર્ક, તુલનાદિને પોષણ આપવું એ પદાર્થ-પાઠનો હેતુ છે. ઘણી વખત એવું બને છે કે ધોરણમાં નક્કી કરેલા અમુક આઠ દશ પાઠ શીખવવામાં આવ્યા હોય છે, પરંતુ શિક્ષકે રજુ કરેલી પદાર્થપાઠની યાદીમાં નહિ આવેલા છતાં બહુજ પરિચિત એવા પદાર્થના સંબંધમાં પરીક્ષક વિદ્યાર્થીને પૂછે છે ત્યારે કંઈ પણ જવાબ તેઓ આપી શકતા નથી. આવા અનુભવો શિક્ષકોને ઘણીએ વાર થયા હશેજ. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પદાર્થપાઠના શિક્ષણની મર્યાદા એવી સાંકડી ન કરતાં બાળકોની શકિતઓને વિકાસ પામવાનો યોગ્ય અવકાશ મળે એવી વિસ્તીર્ણ થવા દેવી એ શિક્ષકે સદા ધ્યાનમાં રાખવું જોઇએ. અર્થાત્ ધોરણ માટે નક્કી કરેલા અમુક પદાર્થોનું બાળકોને જ્ઞાન આપવું, અને બીજા પદાર્થોથી કેવળ અજ્ઞાન રાખવા એ પદ્ધતિ અતિ હાનિકારક છે છતાં પદાર્થપાઠનો વિષય એક જુદા વિષય તરીકે શીખવવાનો પ્રાપ્ત

થએલો છે. ત્યારે શિક્ષકોની ફરજ છે કે એ વિષયને એવી ઉત્તમ રીતે શીખવવો કે જેથી બાળકોના સામાન્ય જ્ઞાનમાં ઘણો વધારો થઇ શકે.

બાળ વર્ગ અને પહેલા ધોરણમાં વાર્તા, ગીત, કિન્ડર-ગાર્ટન વિગેરે શીખવવામાં આવે છે. એ પણ ભિન્ન વિષય તરીકે નથી, પરંતુ લાંબા વખત સુધી આંક, વાચન, લેખન વગેરે વિષય શીખવાથી બાળકોનાં મગજ થાકી જાય છે, અને તેમને કંટાળો આવે છે, તેથી વચ્ચે વચ્ચે એ વિષયો આનંદ સાથે જ્ઞાન આપવાને ઉપયોગી થઇ પડે છે, એ વિષયો દાખલ કરવાનો હેતુ પણ બાળકોની ભિન્ન ભિન્ન શકિતઓનો યથાક્રમ વિકાસ કરવાનો અને ભણવામાં રસ લેતા કરવાનો છે. એ બધી બાબતો ધ્યાનમાં રાખીને શિક્ષકે સદા ઉત્સાહી રહીને ઉમંગથી એ વિષયો બાળકોને શીખવવા. કેવળ પરીક્ષાને માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવાની ખાતર વર્ષના છેવટના ભાગમાં એવા વિષયો ઝડપથી શીખવી દેવા કરતા બાળકોને નિશાળપર અને શિક્ષકપર પ્રેમ ઉત્પન્ન કરાવનારી એ વસ્તુઓનો શિક્ષક જેટલે દરજ્જે વધારે ઉપયોગ કરશે તેટલે દરજ્જે તે પોતાના કાર્યમાં સરળતા પ્રાપ્ત કરી શકશે. अस्तु.

# પુનરાવર્ત્તન.

પ્ર૦ પોપટ આપણને બહુ વહાલો કેમ લાગે છે?

પ્ર૦ બે છોકરાઓ પોપટની વાત કહી જાઓ. ( સંવાદ. )

પ્ર૦ પોપટ શાના વડે ઊડે છે?

પ્ર૦ ગાય શા કામમાં આવે છે?

પ્ર૦ આકાશમાં તારા કેટલા હોય છે? (ન ગણાય એટલા બધા.)

પ્ર૦ એ બધા તારા શામાં સમાઇ જાય છે? ( દરપણમાં )

પ્ર૦ કઇ કઈ ચીજો ગળી લાગે છે?

પ્ર૦ કઇ કઇ ચીજોનો રેલો ચાલે?

પ્ર૦ કબુતરનો રંગ કેવો?

પ્ર૦ ઝાડનાં પાંદડાં શાથી હાલે છે?

પ્ર૦ ઝાડનાં પાંદડાં પીળાં કયારે થાય?

પ્ર૦ આપણાં ઘર ઉપર અને રસ્તા ઉપર બધે વરસાદ વરસે છે, એ બધું પાણી કયાં જતું હશે?

પ્ર૦ સૌથી મોટું જાનવર કયું?

પ્ર૦ કયું જાનવર ઉંચી ડોક રાખીને ચાલે છે?

પ્ર૦ ભેંસ અને ગાય એ બંનેમાં જબરૂં કોણ?

પ્ર૦ તમને ગાયનું દૂધ ગમે કે ભેંસનું?

પ્ર૦ કેમ?

પ્ર૦ આપણે બધા પહેરીએ છીએ તે કપડાં કોણ શીવતું હશે?

પ્ર૦ લીલી ટોપી જેને માથે હોય તે ઉભા થાઓ.

પ્ર૦ રાત્રે અજવાળું કરવા માટે આપણે શું કરીએ છીએ?
પ્ર૦ દિવસે દીવો કરીએ તો દીવાનું તેજ કેવું દેખાય?
પ્ર૦ કયાં જનાવરો આકાશમાં ઉડી શકે છે?
પ્ર૦ કયાં જનાવરો પાણીમાં રહે છે?
પ્ર૦ તમારૂં ઘર કયાં આગળ છે?
પ્ર૦ તમારા ઘરની પાડોશમાં બીજા કોનું ઘર છે?
પ્ર૦ આપણી નિશાળમાં કસરતશાળા કયાં છે?
પ્ર૦ ત્યાં તમે બધા શું કરો છો?
પ્ર૦ નિશાળની આજુબાજુ વાડ કેમ કરાવી છે?
પ્ર૦ તમારા ઘરની આજુબાજુ વાડ કેમ નથી કરાવી?
પ્ર૦ આપણી નિશાળ કોણે બનાવી હશે?

---

# 'સૃષ્ટિજ્ઞાન' માટે સાહિત્યો.

૧ "આકાશની સહેલ" એ પાઠ કોઇ પણ કૃત્રિમ સાહિત્ય રાખ્યા સિવાય સૂર્ય, ચંદ્ર, તારા, વગેરે કુદરતી પદાર્થોનું પ્રત્યક્ષ અવલોકન કરાવીનેજ શીખવવાનો છે.

૨ વરસાદની મોસમ ચાલતી હોય ત્યારે આ પાઠ પ્રત્યક્ષ અવલોકન કરાવીને શીખવવો. (વાદળાં, વીજળી, રેલા, તળાવ, નદી, વગેરે બતાવવું.)

૩ પત્થર, ઢેકું, રેતી, અને તળાવમાં જઈ તેમાં ઠરેલો કાંપ પ્રત્યક્ષ બતાવવો.

૪ કુંભારવાડામાં લઇ જઈ વાસણ બનાવવાની, સુકવવાની અને ભઠ્ઠી ગોઠવવાની તથા પકવવાની ક્રિયા પ્રત્યક્ષ બતાવવી.

૫ સોનું, રૂપું, તાંબું, કલાઇ, લોઢું, જસત વગેરે ધાતુઓ ઓળખાવવી એટલુંજ નહિ પરંતુ લુહારને ઘેર લઈ જઇ ભઠ્ઠી તથા એરણ, હથોડી વગેરે બતાવવાં અને તેનો ઉપયોગ સમજાવવો.

૬ જુદા જુદા સિક્કાઓ—પાઇ, અધેલો, પૈસો, ઢબુ, આની, બેઆની, પાવલી, અડધો, રૂપીઓ, મહોર અને પૌન્ડ.

૭ કુહાડી અને સોય.

૮ જુદી જુદી જાતના છોડ મૂળ સાથે, વેલા વગેરે.

૯ ગાય અને ભેંસ. ( ચિત્રો નહિ ચાલે—પ્રત્યક્ષ બતાવો. )

૧૦ દૂધ અને તેના પદાર્થો.

૧૧ કુતરો ( ચિત્ર નહિ ચાલે—પ્રત્યક્ષ બતાવો. )

૧૨ પંખી—પોપટનું પાંજરૂં. વળી તળાવ ઉપર લઇ જઇ બીજાં પંખીનું અવલોકન કરાવવું.

૧૩ જુદા જુદા રંગની બનાવટ માટે ત્રણ મૂળ રંગનાં પડીકાં, રકાબીઓ અને ચમચો તથા પાણી.

# અનુક્રમણિકા.

# બાળ શિક્ષણ

યાને

# સૃષ્ટિજ્ઞાન વગેરે પ્રકીર્ણ વિષયો.

---

## ૧. આકાશની સહેલ.

પ્ર૦ આપણને ઉજાસ મળે તેને માટે પરમેશ્વરે શું શું બનાવ્યું છે?

ઉ૦ સુરજ, ચંદ્ર અને તારા.

પ્ર૦ એ બધું ક્યાં હોય છે?

ઉ૦ આકાશમાં.

પ્ર૦ સુરજ ક્યારે અજવાળું આપે છે?

ઉ૦ દિવસે.

પ્ર૦ ચંદ્ર ક્યારે હોય છે?

ઉ૦ કોઇક વખતે દિવસે હોય છે, અને કોઇક વખતે રાતે પણ હોય છે.

પ્ર૦ ચંદ્ર દિવસે હોય ત્યારે કેવો દેખાય છે?

ઉ૦ ઝાંખો જણાય છે.

પ્ર૦ ઝાંખો કેમ જણાતો હશે?

ઉ૦ સુરજના તેજને લીધે તે ઝાંખો દેખાય છે.

પ્ર૦ તારા ક્યારે વધારે ઝગઝગતા ખાદેય છે?

ઉ૦ અંધારી રાતે.

પ્ર૦ અજવાળી રાતે કેમ ઝગઝગતા નથી ?

ઉ૦ ચંદ્રના અજવાળાને લીધે ઝાંખા જણાય છે.

પ્ર૦ તારા દીવસે હોય કે નહિ ?

ઉ૦ હોય છે, પણ સુરજના તેજને લીધે દેખાતા નથી.

પ્ર૦ બોલો ત્યારે આકાશમાં શું શું હોય છે ?

ઉ૦ સુરજ, ચંદ્ર, તારા અને વાદળાં.

## ૨. વરસાદ.

પ્ર૦ વરસાદ ક્યાંથી આવે છે ?

ઉ૦ વાદળાંમાંથી.

પ્ર૦ વરસાદ શા કામનો ?

ઉ૦ વરસાદ વરસે એટલે જમીન ભીની અને પોચી થાય એટલે અનાજ ઊગે. બીજાં ઝાડોને પણ પાણી મળે.

પ્ર૦ વાદળાંમાં પાણી ક્યાંથી આવતું હશે ?

ઉ૦ દરીઆ, નદીઓ, તળાવ વગેરેમાંનું પાણી સુરજના તાપને લીધે વરાળ થઇ ઊંચે ચઢે છે, અને એ વરાળ ઠંડી પડી તેનાં વાદળાં થાય છે.

પ્ર૦ વાદળાંને એક ઠેકાણેથી બીજે ઠેકાણે કોણ લઇ જાય છે ?

ઉ૦ પવન.

પ્ર૦ વરસાદનું ગીત બોલો.

ઉ૦ આવરે વરસાદ, ઘેબરીઓ પરસાદ,
ઉની ઉની રોટલી, ને કારેલાંનું શાક;
આવરે વરસાદ, નેવલે પાણી,
નઠારી છોકરીને, દેડકે તાણી.

પ્ર૦ દેડકા ક્યારે વધારે હોય છે?
ઉ૦ વરસાદના દિવસોમાં.
પ્ર૦ વરસાદનું બધું પાણી ક્યાં જતું હશે?
ઉ૦ તળાવોમાં, નદીઓમાં અને દરીઆમાં.

## ૩. ઢેફું, પત્થર ને રેતી.

પ્ર૦ ઢેફું ઝટ ભાગી કેમ જાય છે?
ઉ૦ પોચું છે તેથી.
પ્ર૦ ઢેફામાં શું શું હોય છે?
ઉ૦ રેતી અને મટોડી હોય છે.
પ્ર૦ ઢેફું પાણીમાં નાખીએ તો શું થાય?
ઉ૦ ઢેફું ઓગળી જઈ પાણી ડહોળું થાય છે, પછી થોડી વાર ઠરવા દઈએ તો રેતી રેતી નીચે બેસે છે, અને મટોડી રેતીની ઉપર જઈ ઠરે છે.
પ્ર૦ તળાવમાં કાદવ ક્યાંથી આવતો હશે?
ઉ૦ વરસાદને લીધે ધૂળ કચરો ખેંચાઈ જાય, પછી રેતી અને મટોડી નીચે ઠરી જાય, તેજ કાદવ.
પ્ર૦ રેતી શી રીતે બનતી હશે?
ઉ૦ પથરા એક બીજા સાથે ઘસવાથી નીચે ભૂકો ખરી પડે છે તે રેતી.
પ્ર૦ ધૂળ શી રીતે બનતી હશે?
ઉ૦ માટીનાં ઢેફાં એક બીજા સાથે ઘસાવાથી નીચે ભૂકો ખરી પડે છે તે ધૂળ.
પ્ર૦ ધૂળ અને રેતીમાં ફેર શો?

ઉ૦ રેતીના કણ મોટા હોય છે અને ધૂળના કણ નાના હોય છે. રેતી વડે કપડાં મેલાં થતાં નથી, અને ધૂળ કપડાંને ચોંટી જાય છે, તેથી લુગડાં મેલાં થાય છે.

પ્ર૦ રેતી ક્યાં હોય છે.

ઉ૦ નદીઓમાં.

પ્ર૦ પથરા અને રેતી શા કામમાં આવે છે ?

ઉ૦ પથરા અને રેતી ઘર બાંધવાના અને રસ્તા બનાવવાના કામમાં આવે છે. ઝીણી રેતી સાહી ચુસી લે છે.

## ૪ માટી.

પ્ર૦ માટીનાં ક્યાં ક્યાં વાસણો થાય છે ?

ઉ૦ પાણીની ગોળીઓ, બેઢાં, હાંલ્લાં, કોઠીઓ વગેરે.

પ્ર૦ એ સિવાય શું બને છે ?

ઉ૦ નળીઆં, પાણીના નળ, કોડીઆં વગેરે.

પ્ર૦ માટીનાં વાસણ કોણ બનાવતું હશે ?

ઉ૦ કુંભાર.

પ્ર૦ કુંભાર લોકો માટી ક્યાંથી લાવતા હશે ?

ઉ૦ ગામની બહાર ખાણોમાંથી.

પ્ર૦ માટીનો રંગ કેવો હોય છે ?

ઉ૦ કોઇ માટી કાળી, કોઇ પીળી અને કોઇ રાતી કે ભુરી હોય છે.

પ્ર૦ કેવી માટીનાં વાસણ બનતાં હશે ?

ઉ૦ કાળી માટીનાં.

પ્ર૦ માટીનાં વાસણ શી રીતે બનાવતા હશે ?

ઉ૦ માટીને પલાળીને ખુબ ખુંદે છે પછી તેના ગોળા બનાવી ચાક ઉપર ચઢાવે છે. એ ગોળાને પેંડા કહે છે તેનાં મરજી પ્રમાણે વાસણો બનાવે છે.

પ્ર૦ ચાક ઉપરથી ઉતરેલાં વાસણને કઠણ શી રીતે બનાવતા હશે ?

ઉ૦ પ્રથમ તેને સુકવે છે. કઠણ થયા પછી ભઠ્ઠીમાં પકવે છે એટલે વાસણ તૈયાર થાય છે.

પ્ર૦ ભઠ્ઠી શી રીતે ગોઠવે છે ?

ઉ૦ માટીનાં વાસણો ગોઠવી તેના ઉપર તથા આસપાસ કાંટા, ઝાંખરાં વગેરેનો ખુબ તાપ કરે છે એટલે કેટલેક દહાડે બધાં વાસણો પાકીને તૈયાર થાય છે.

## ૫. ધાતુઓ.

પ્ર૦ ધાતુઓ કઈ કઇ છે ?

ઉ૦ સોનું, રૂપું, તાંબું, પિતળ, કલાઇ, લોઢું વગેરે.

પ્ર૦ બધી ધાતુઓમાં વધારે સુંદર અને મોંઘી ધાતુ કઈ?

ઉ૦ સોનું.

પ્ર૦ સોનાનું શું શું બને છે ?

ઉ૦ કડાં, કલાઈઓ, બંગડીઓ, દોરા, હીરાકંઠીઓ, મોહનમાળા વગેરે ઘરેણાં બને છે.

પ્ર૦ કઈ ધાતુ વધારે વપરાય છે ?

ઉ૦ લોઢું.

પ્ર૦ લોઢાનું શું શું બને છે ?

ઉ૦ હાડી, કોશ, પાવડા, વગેરે ખેતીનાં ઓજારો, સાણસી,

ચીપીઆ, તાળાં, ખીલા, નચુકા, સળીઆ, કઠેરા, વગેરે ઘણું ઘણું લોઢાનું બને છે.

પ્ર૦ લોઢાની વસ્તુઓ કોણ બનાવે છે ?

ઉ૦ લુહાર.

પ્ર૦ લુહાર શી રીતે લોઢાની વસ્તુઓ ઘડે છે ?

ઉ૦ પ્રથમ ભઠ્ઠીમાં તપાવીને લાલચોળ કરે છે, પછી એરણ ઉપર મૂકી હથોડા વડે ટીપીને જુદા જુદા ઘાટ ઘડે છે.

પ્ર૦ લોઢાના તાર શી રીતે ખેંચતા હશે ?

ઉ૦ લોઢાના સળીઆને ભઠ્ઠીમાં લાલચોળ કરી ટીપે છે. ટીપવાથી તે સળીઓ લાંબો અને પાતળો થાય છે. પછી તેને જતરડામાં ખેંચી તેનો તાર બનાવે છે.

પ્ર૦ જુદી જુદી ધાતુઓ કેમ ઓળખી શકાય ?

ઉ૦ તેના રંગ ઉપરથી.

પ્ર૦ જુદી જુદી ધાતુઓના રંગ કહો ?

ઉ૦ સોનાનો રંગ પીળો, રૂપાનો ધોળો, તાંબાનો રાતો, પિતળનો ઝાંખો પીળો, અને લોઢાનો કાળો હોય છે.

## ૬. નાણું.

પ્ર૦ (ટેબલ ઉપર કેટલીક જુદી જુદી જાતના સીક્કા મૂકીને) જુઓ આ ટેબલ ઉપર શું પડયું છે ?

ઉ૦ પૈસા, રૂપીઆ, પાઇઓ વગેરે.

પ્ર૦ આમાંથી પૈસા પૈસા ઉપાડીને જુદા મૂકો.

પ્ર૦ તમે આમાંથી રૂપીઆ રૂપીઆ જુદા મૂકો.

પ્ર૦ (ઢબુ બતાવીને) આ શું ?

ઉ૦ બેવડીઓ પૈસો અથવા ઢબુ.

પ્ર૦ એના પૈસા કેટલા આવે ?

ઉ૦ બે.

પ્ર૦ તમે બધા ફી કેટલા પૈસા ભરો છો ?

ઉ૦ બબ્બે પૈસા.

પ્ર૦ ચીમન તું ફી કેટલી ભરે છે ?

ઉ૦ ચાર પૈસા.

પ્ર૦ ચાર પૈસાને બદલે તું કોઈક વખત શું લાવે છે ?

ઉ૦ આની.

પ્ર૦ ટેબલ ઉપરથી આની બતાવો.

પ્ર૦ આનીના પૈસા કેટલા ?

ઉ૦ ચાર.

પ્ર૦ એક પૈસાની પાઈ કેટલી ?

ઉ૦ ત્રણ.

પ્ર૦ પૈસો અને પાઈ એમાં મોટું કોણ ?

ઉ૦ પૈસો મોટો.

(પછી ત્રાજવાંની મદદથી વજન વચ્ચેનો ભેદ સમજાવવો.)

પ્ર૦ આ કાંટાની એક વાડકીમાં બે પૈસા મૂકયા છે ત્યારે સામી બાજુએ કેટલી પાઈ મૂકવાથી બરાબર થઈ રહે ?

ઉ૦ છ.

પ્ર૦ (અધેલો બતાવીને) આ શું ?

ઉ૦ અડધો પૈસો.

પ્ર૦ એ કોનાથી મોટો ?

ઉ૦ પાઇથી.

પ્ર૦ એ નાનો કોનાથી ?

ઉ૦ પૈસાથી.

પ્ર૦ પૈસાનો રંગ કેવો છે ?

ઉ૦ રાતો.

પ્ર૦ આવાં રાતાં વાસણ તમારે ત્યાં શાં છે ?

ઉ૦ ઘડા, તાંબાકુંડીઓ, દેગડાં વગેરે.

પ્ર૦ એ બધાં શાનાં છે ?

ઉ૦ તાંબાનાં.

પ્ર૦ ટેબલ ઉપર આ જુદી જુદી જાતનું નાણું છે તેમાં તાંબાનું શું શું છે ?

ઉ૦ પૈસા, પાઈ, અધેલા અને ઢબુ.

પ્ર૦ (આંખ મીંચાવીને) આમાંથી પૈસો બતાવો.

પ્ર૦ આની બતાવો.

પ્ર૦ શા ઉપરથી આની પારખી ?

ઉ૦ ચારે બાજુ મોટા મોટા ખાંચા છે તે ઉપરથી.

પ્ર૦ આની શાની બની હશે ? *

---

* શિક્ષકે ધ્યાનમાં રાખવું કે આમાંના બધા પ્રશ્નો સૂચક પદ્ધતિના નથી તેથી નવા શીખનાર વિદ્યાર્થીઓ તેના જવાબ આપી

ઉ૦ નીકલની.

પ્ર૦ ( અડધો બતાવીને ) આ શું છે?

ઉ૦ અડધો છે.

પ્ર૦ એક રૂપીઆના કેટલા આવે?

ઉ૦ બે.

પ્ર૦ (પાવલી અને બે આનીઓ બતાવીને) આ શું શું છે?

ઉ૦ બે.

પ્ર૦ ચાર આની બતાવો.

પ્ર૦ એનું બીજું નામ શું?

ઉ૦ પાવલી.

પ્ર૦ રૂપીઆના આના કેટલા?

ઉ૦ સોળ.

પ્ર૦ અડધાના આના કેટલા?

ઉ૦ આઠ.

પ્ર૦ પાવલીના કેટલા?

ઉ૦ ચાર.

પ્ર૦ પાવલી અને આનીમાં ફેર શો દેખાય છે?

ઉ૦ આનીના સિક્કાને ખાંચા ખાંચા છે. અને પાવલીને નાના કાપા છે.

---

શકશે નહિ. કયે વખતે કઇ પદ્ધતિ શીખવવામાં કામે લગાડવી એ બાબત શિક્ષકે વિવેક કરવાનો છે. જુદી જુદી શૈલી અને પદ્ધતિના પ્રશ્નોનો આ પુસ્તકમાં સમાવેશ કરેલો વાંચનારની દૃષ્ટિએ પડયા વિના રહેશે નહિ.

પ્ર૦ રૂપીઆના અડધા કેટલા ?

ઉ૦. બે.

પ્ર૦ (આંખો મીંચાવીને પૈસો અને અડધો હાથમાં આપીને) આમાં પૈસો કયો ?

પ્ર૦ પૈસામાં અને રૂપીઆમાં કયો ફેર આંખે જણાય છે ?

ઉ૦ બંને સરખા છે પણ પૈસો લાલ રંગનો અને અડધો ધોળા રંગનો છે. વળી પૈસાની ચારે કાપા નથી, અડધાને કાપા છે.

પ્ર૦ કોને કોને કાપા હોય છે ?

ઉ૦ રૂપીઓ, અડધો અને પાવલી એ સિક્કાઓને કાપા હોય છે.

પ્ર૦ (રૂપીઓ, અડધો, પાવલી, બે આની) આ બધા સિક્કા શાના બને છે ?

ઉ૦ રૂપાના.

પ્ર૦ આ બધા નાણામાં ભારે કયું ?

ઉ૦ રૂપીઓ.

પ્ર૦ હલકું કયું ?

ઉ૦ પાઈ.

પ્ર૦ (બધાંને ખખડાવી જોવરાવીને) સૌથી વધારે રણકો કોનો છે ?

ઉ૦ રૂપીઆનો.

પ્ર૦ (આંખો મીંચાવીને) મેં શું ખખડાવ્યું ?

ઉ૦ ઢબુ.

પ્ર૦ હવે શું ખખડાવ્યું ?
ઉ૦ રૂપીઓ.
પ્ર૦ (આંખો મીંચાવીને) આ બે સિક્કા શાના શાના છે ?
ઉ૦ આ પાઇ છે અને આ બે આની છે ?
પ્ર૦ કેમ જાણ્યું ?
ઉ૦ બે આની કરતાં પાઈ લગાર મોટી છે અને વળી અવાજમાં પણ ફેર છે.

## ૭. કુહાડી ને સોય.

પ્ર૦ આ શું છે ?
ઉ૦ સોય છે.
પ્ર૦ શા કામમાં આવે છે ?
ઉ૦ લુગડાં સાંધવાના.
પ્ર૦ લુગડાં કોણ શીવતું હશે ?
ઉ૦ દરજી.
પ્ર૦ આ શું છે ?
ઉ૦ દોરો.
પ્ર૦ દોરો ક્યાં પરોવેલો છે ?
ઉ૦ નાકામાં.
પ્ર૦ પાતળી કઈ તરફ છે ?
ઉ૦ અણી તરફ.
પ્ર૦ સાંધતી વખતે લુગડામાં સોયનો કયો ભાગ પહેલો ઘાલે છે ?

ઉ૦ અણીવાળો.

પ્ર૦ આ શું ?

ઉ૦ કુહાડી.

પ્ર૦ કુહાડી શાં કામની ?

ઉ૦ લાકડાં ચીરવાની.

પ્ર૦ શાની બની છે ?

ઉ૦ લોઢાની.

પ્ર૦ આ શું ?

ઉ૦ હાથો.

પ્ર૦ હાથો શેનો બનેલો છે ?

ઉ૦ લાકડાનો.

પ્ર૦ કોણ બનાવે ?

ઉ૦ સુથાર.

પ્ર૦ ત્યારે કુહાડી કોણ બનાવે ?

ઉ૦ લુહાર.

પ્ર૦ હાથો ક્યાં ઘાલેલો છે ?

ઉ૦ મુદ્દરમાં.

પ્ર૦ કુહાડીની ધાર બતાવો.

પ્ર૦ કુહાડીનો હાથો લાકડાનો બનાવ્યો છે તેને બદલે લોઢાનો બનાવે તો શું થાય ?

ઉ૦ કુહાડી બહુ ભારે થઈ જાય.

પ્ર૦ કુહાડી લાકડાની બનાવે તો શું થાય ?

ઉ૦ લાકડાં ચીરાય નહિ અને ઝટ ભાગી જાય.

## ૮. છોડવા.

પ્ર૦ આ શાનો છોડ છે ?

ઉ૦ બાજરીનો.

પ્ર૦ એ ક્યાંથી આણ્યો હશે ?

ઉ૦ ખેતરમાંથી.

પ્ર૦ શી રીતે આણ્યો હશે ?

ઉ૦ ઉપાડીને.

પ્ર૦ વાઢીને આણ્યો હોય તો શું ન હોય ?

ઉ૦ આ મૂળીઆં દેખાય છે તે ન હોય.

પ્ર૦ એ મૂળીઆંને આ શું ચોંટેલું છે ?

ઉ૦ માટી.

પ્ર૦ એને માટી ક્યાંથી ચોંટેલી હશે ?

ઉ૦ છોડનાં મૂળ હંમેશ જમીનમાં રહેલાં હોય છે એટલે તેને માટી વળગે છે.

પ્ર૦ મૂળ જમીનમાં શા માટે રહેતાં હશે ?

ઉ૦ જમીનનો કસ ચૂસવા માટે.

પ્ર૦ જમીન કેવી હોય ત્યારે કસ ઝટ ચૂસાય ?

ઉ૦ ભીની હોય ત્યારે.

પ્ર૦ જમીન ક્યારે ભીની હોય ?

ઉ૦ ચોમાસા અથવા આપણે છોડને પાણી પાઇએ ત્યારે.

પ્ર૦ આપણે શાના વડે ઉભા રહીએ છીએ ?

ઉ૦ પગ વડે.

પ્ર૦ ત્યારે છોડ, ઝાડ વગેરે શાના વડે ઉભાં રહે છે?

ઉ૦ મૂળ વડે.

પ્ર૦ આ બધું શું છે?

ઉ૦ એ એનાં પાંદડાં છે.

આ છોડનાં પાંદડાં કેવાં છે?

ઉ૦ લીલાંછમ.

પ્ર૦ એ ત્રણ દિવસ પછી કેવાં થશે?

ઉ૦ સુકાઇ જશે.

પ્ર૦ આ પાંદડાંનો રંગ કેવો છે?

ઉ૦ પીળો.

પ્ર૦ પીળો શાથી હશે?

ઉ૦ પાકાં છે માટે.

પ્ર૦ આ શાનું ઝાડ છે?

ઉ૦ લીમડાનું

પ્ર૦ આ છોડ અને આ ઝાડ એ બંનેમાં વધારે વખત કોણ જીવી શકે છે?

ઉ૦ ઝાડ.

પ્ર૦ આ શાનો વેલો છે?

ઉ૦ વાલોળીઆનો.

પ્ર૦ એનો છોડ કેટલો ઉંચો થાય?

ઉ૦ એનો છોડ ઉંચો ન થાય, એ તો જમીન ઉપર પથરાય અથવા બીજા છોડને વીંટળાય.

પ્ર૦ થોડાક છોડનાં નામ દો.

ઉ૦ બાજરીનો, ગુલાબનો, ગલગોટાનો, હજારીનો, મરચીનો, તમાકુનો એ બધા છોડ કહેવાય.

પ્ર૦ થોડાંક ઝાડનાં નામ દો.

ઉ૦ આંબાનું, વડનું, લીમડાનું, બોરડીનું વગેરે ઝાડ કહેવાય.

પ્ર૦ થોડાક વેલાનાં નામ દો.

ઉ૦ ગલકીનો, કોહળીનો, જુઇનો, જાયનો, માલતીનો, એ બધા વેલા કહેવાય.

## ૯. ગાય અને ભેંસ.

પ્ર૦ જુઓ પેલી ગાય કેમ માથું વીંઝે છે?

ઉ૦ માખીઓ ઉડાવવા સારૂ.

પ્ર૦ માખીઓ ઉડાવવા બીજું શું હલાવે છે?

ઉ૦ પુંછડું અને નાક પણ હલાવે છે.

પ્ર૦ એ શું કરે છે?

ઉ૦ એ ચરે છે.

પ્ર૦ ચરે છે ત્યારે માથું આમતેમ શા માટે હલાવે છે?

ઉ૦ ઘાસ અમળાઇને તૂટી જાય માટે.

પ્ર૦ જુઓ એણે પોતાનું મોં પહોળું કર્યું છે. એને દાંત કયાં છે અને કયાં નથી તે જોઇ લો.

ઉ૦ નીચલા જડબાના આગલા ભાગમાં દાંત છે અને ઉપલા જડબાના આગલા ભાગમાં દાંત નથી.

પ્ર૦ ત્યારે ઘાસ શી રીતે તૂટતું હશે?

ઉ૦ ઘાસ નીચલા જડબાના દાંત અને ઉપલા જડબા વચ્ચે

આવે અને માથું આમતેમ હલાવે એટલે તે અમળાઇને તૂટી જાય.

પ્ર૦ જુઓ પેલી ભેંસ અને ગાય શું કરે છે?

ઉ૦ એ વાગોળે છે.

પ્ર૦ એ શા માટે વાગોળતી હશે?

ઉ૦ એમને જ્યારે ખાવાનું મળે ત્યારે ઝટ ઝટ ખાઇને પેટમાં ઉતારી દે છે પછી ત્યાં એના ગોળા બંધાય છે. પછી જ્યારે ધરાઇને નવરાં પડીને બેસે છે ત્યારે એ ગોળા પાછા મોંમાં લાવીને ચાવે છે એને વાગોળવું કહે છે.

પ્ર૦ ગાય અને ભેંસ એ બંનેમાં શો તફાવત છે?

ઉ૦ ગાય નાની અને ભેંસ મોટી છે. ભેંસનો રંગ કાળો કે ભુરો હોય છે અને ગાયનો રંગ ધોળો, રાતો, કાબરચીતરો કે કોઈનો કાળો હોય છે. ગાય ચાલે છે ત્યારે બહુ નીચું જોતી નથી, અને ભેંસ ઘણું નીચું જોઇને ચાલે છે.

પ્ર૦ બંનેમાં દૂધ કોણુ વધારે આપે?

ઉ૦ ભેંસ.

પ્ર૦ કાદવમાં કોણ વધારે પડી રહે?

ઉ૦ ભેંસ.

પ્ર૦ ગાય અને ભેંસના પગની ખરીમાં આ ચીરો દેખાય છે તેને શું કહે છે?

ઉ૦ ફાટ કહે છે.

પ્ર૦ બંનેને માથા ઉપર શીંગડાં છે તે શા કામનાં?

ઉ૦ તેને કોઇ મારવા આવે ત્યારે શીંગડા વડે મારવા તૈયાર થાય છે.

## ૧૦. દૂધ.

પ્ર૦ કયાં કયાં જાનવરનું દૂધ ખાવામાં વપરાય છે ?

ઉ૦ ભેંસ, ગાય, બકરીનું દૂધ ખાવામાં વપરાય છે.

પ્ર૦ એ બધામાં વધારે મીઠું અને જાડું દુધ કયું ?

ઉ૦ ભેંસનું.

પ્ર૦ નાના છોકરાંને માફક આવે એવું દૂધ કયું ?

ઉ૦ ગાયનું.

પ્ર૦ દૂધ વાપરવામાં શી સંભાળ રાખવી ?

ઉ૦ દૂધ દોહ્યા પછી તરત તાજું વાપરવું એ સારૂં છે, વાસી રહેવાથી બગડી જાય છે. ઠંડું થઇ ગયું હોય તો ગરમ કરીને ખાવું જોઇએ. વળી જે વાસણમાં દૂધ દોહવાનું હોય તે સારી રીતે ધોઇને સ્વચ્છ કરવું જોઇએ. ભેંસને કે ગાયને દોહતા પહેલાં તેના આંચળ ધોવા જોઇએ કે જેથી દૂધમાં મેલ આવે નહિ.

પ્ર૦ દૂધ વધારે નીકળે તે માટે લોકો શો દગો કરે છે ?

ઉ૦ પાણી પાઇને તરતજ દોહવે છે. આથી દૂધમાં ભેગ આવે છે.

પ્ર૦ દૂધ બગડી જવાનાં કારણો કહો ?

ઉ૦ દુઝણાં ઢોરને સારી જગામાં રાખવાં એટલુંજ નહિ પણ તેમાં ઢોરને સારો ખોરાક આપવો જોઇએ; જો ખરાબ ઘાસ દાણો આપવામાં આવે તો દૂધ બગડી જાય છે.

પ્ર૦ દૂધનું શું શું બને છે?

ઉ૦ દૂધપાક, બાસુદી વગેરે દૂધનાં બને છે. વળી દૂધનો માવો બને છે તે માવો બરફી, પેંડા વગેરે બનાવવામાં વપરાય છે.

પ્ર૦ દૂધની બીજી શી શી જણસો બને છે?

ઉ૦ દૂધને અધરકીને દહીં બનાવવામાં આવે છે પછી તેને વલોવવાથી છાશ બને છે. વલોવતાં છાશ ઉપર ચીકણો પદાર્થ તરી આવે છે તે માખણ કહેવાય છે. માખણને ગરમ કરી તાવી લેવાથી ઘી બને છે.

## ૧૧. કુતરો.

પ્ર૦ કુતરાનાં અંગ ગણાવો?

ઉ૦ ચાર પગ, એક મોં, એક પુંછડી, બે કાન, અને બે આંખો હોય છે.

પ્ર૦ કુતરાને પગે તીણા નહોર હોય છે તેનો શો ઉપયોગ?

ઉ૦ જમીનમાં ખાડા ખોદવાના કામમાં આવે છે.

પ્ર૦ કુતરાની પુંછડી વિષે શું જાણો છો?

ઉ૦ કુતરાની પુંછડી હમેશાં વાંકી રહે છે, અને આનંદમાં હોય ત્યારે હલાવે છે તથા બીએ છે ત્યારે બે પગ વચ્ચે ઘાલી દે છે.

પ્ર૦ કુતરાં શું ખાતાં હશે?

ઉ૦ રાંધેલું અનાજ; માંસ ખાવાનું અને હાડકાં ચાટવાનું એને બહુજ ગમે છે.

પ્ર૦ કુતરાના દાંત કેવા હોય છે?

ઉ૦ કુતરાના બધા દાંત અણીવાળા હોય છે. તેના મોંના આગલા ભાગમાં ઉપર નીચે બબ્બે મોટા તીણા દાંત હોય છે. તેને ખોરાક ચાવવાને દાઢ નથી.

પ્ર૦ તે ખોરાક શી રીતે ચાવે છે ?

ઉ૦ તે ખોરાકના કકડા કરીને ગળી જાય છે. ખાતાં જડબાં એક પાસથી બીજી પાસ હલાવતાં નથી. ખાધા પછી ઉંઘનાં ઝોકાં લે છે.

પ્ર૦ કુતરાં બહાર જીભ શા માટે કાઢે છે ?

ઉ૦ તેને જ્યારે તાપ લાગે છે ત્યારે જીભ બહાર કાઢી હાંફે છે. જીભ વાટે પરસેવો બહાર નીકળી જાય છે. કુતરાંના શરીર ઉપર પરસેવો ફુટતો નથી.

પ્ર૦ કુતરો કેવું પ્રાણી ગણાય છે ?

ઉ૦ વફાદાર પ્રાણી છે. તે પોતાના ધણીને ચાહે છે.

## ૧૨. પંખી.

પ્ર૦ ગાય અને પોપટમાં શો ફેર ?

ઉ૦ ગાયને ચાર પગ હોય છે અને પોપટને બે પગ અને બે પાંખો હોય છે. ગાયને મોં હોય છે, પોપટને મોંને બદલે ચાંચ હોય છે. ગાયને શરીરે લીસા વાળ હોય છે, ત્યારે પોપટને ઝીણાં સુંદર પીછાં હોય છે.

પ્ર૦ ઉંચે આકાશમાં કયાં જાનવરો ઉડી શકે ?

ઉ૦ સમડી, ગીધ, ચકલી, ચાતક, કાગડા, પોપટ વગેરે.

પ્ર૦ શાના વડે ઉડે ?

ઉ૦ પાંખો વડે.

પ્ર૦ પાંખોવાળાં જાનવરોને શું કહેવાય ?
ઉ૦ પંખી.
પ્ર૦ એમને પીછાં શા કામનાં ?
ઉ૦ પીછાંને લીધે તેમને ટાઢ વાતી નથી.
પ્ર૦ પંખી શું ખાતાં હશે ?
ઉ૦ કોઇ જાનવરો કીડા, કોઈ જીવડાં અને કોઇ કોઈ તો ફળ કે અનાજ ખાય છે.
પ્ર૦ પંખી ક્યાં રહેતાં હશે ?
ઉ૦ ઘણાં ખરાં પંખી ઝાડ ઉપર રહે છે, ને માળા બાંધે છે. કોઇ કોઈ તો ઘર કે વાડામાં માળા બાંધે છે. પંખી એ માળામાં ઈંડાં મૂકે છે.
પ્ર૦ બચ્ચાંને શી રીતે ઉછરે છે ?
ઉ૦ ઈંડાંમાંથી બચ્ચાં નીકળે છે તે નાનાં હોય ત્યાં સુધી ખોરાક વીણી લાવીને તેમને ખવરાવે છે.
પ્ર૦ ક્યાં પંખીનાં પગનાં આંગળાં છુટાં હોય છે ?
ઉ૦ જે પંખીઓ જમીન ઉપર ચાલી શકે છે અને પાણી ઉપર ચાલી શકતાં નથી એવાં ચકલી, કાગડા, મોર, પોપટ વગેરે.
પ્ર૦ ક્યાં પંખીનાં પગનાં આંગળાં ચામડી વડે જોડાઇ ગએલાં હોય છે ?
ઉ૦ પાણી ઉપર ચાલી શકે એવાં બતક, જળકુકડી વગેરેનાં આંગળાં જોડાઈ ગએલ હોય છે.

## ૧૨. રંગ.

પ્ર૦ મૂળ રંગ કયાં ?
ઉ૦ લાલ, પીળો, અને વાદળી.

પ્ર૦ મિશ્ર રંગ કયા ?
ઉ૦ લીલો, નારંગી અને જાંબુડો.

પ્ર૦ લીલો રંગ કેવી રીતે બને ?
ઉ૦ વાદળી અને પીળો મેળવવાથી.

પ્ર૦ નારંગી રંગ શી રીતે બને ?
ઉ૦ રાતામાં પાળો મેળવવાથી.

પ્ર૦ જાંબુડો રંગ શી રીતે બને ?
ઉ૦ રાતા સાથે વાદળી મળવાથી.

પ્ર૦ જાંબુડો રંગ શાનો હોય ?
ઉ૦ જાંબુનો.

પ્ર૦ વાદળી રંગ શેનો હોય ?
ઉ૦ વાદળ, ધુમાડો, કબુતર વગેરેનો.

પ્ર૦ નારંગી રંગ શેનો હોય ?
ઉ૦ નારંગી નામના ફળનો.

પ્ર૦ લીલો રંગ શાનો હોય ?
ઉ૦ કાચી કેરીનો, ઝાડનાં પાંદડાંનો.

પ્ર૦ કાળો રંગ શી રીતે બને ?
ઉ૦ લીલો, નારંગી અને જાંબુડો મળવાથી.

પ્ર૦ બધા રંગ ગણાવી જાઓ.
ઉ૦ લાલ, પીળો, વાદળી, નારંગી, લીલો, જાંબુડો અને કાળો.

# ૨. બાળવાર્તા.

## ૧. બે બિલાડી અને વાંદરો.

બે બિલાડીઓ કોઈકના ઘરમાંથી એક રોટલો લાવી; પછી તે વહેંચતાં વહેંચતાં લઢી પડી. એવામાં ત્યાં એક વાંદરો આવી ચઢયો. વાંદરે તકરારનું કારણ પૂછયું. બિલાડીઓએ પોતાની હકીકત તેને કહી. પછી વાંદરે કહ્યું કે બેનો લઢી ન મરો. તમને હરકત ન હોય તો હું એ રોટલાના સરખા ભાગ પાડી આપું. બિલાડીઓએ એ વાત કબૂલ કરી. પછી વાંદરો કોઇ વાણીઆની દુકાનમાંથી ત્રાજવાં લઈ આવ્યો અને પછી પેલા રોટલાના બે ભાગ કર્યા. એક ભાગ મોટો અને બીજો જરા નાનો કર્યો. તેથી ત્રાજવામાં મૂકતાં એક તરફનું પલ્લું નમવા લાગ્યું, એટલે વાંદરે એ મોટા કકડામાંથી એક બચકું ભર્યું. આથી બીજું પલ્લું નમવા લાગ્યું. વાંદરે વળી નાના કકડામાંથી બચકું ભર્યું. આ ઉપરથી બિલાડીઓ વાંદરાની લુચ્ચાઈ સમજી ગઇ, અને તેને કહેવા લાગી કે વાંદરાભાઇ, અમારો રોટલો પાછો આપો. અમે વઢયા વગર વહેંચી લઈશું. વાંદરે કહ્યું, બેનો, જરા ધીરજ રાખો. આટલી બધી મહેનત કરી તેથી મને ભૂખ લાગી ગઈ છે, માટે આટલા કકડા મારી મહેનતના રહ્યા છે. એમ કહી બંને કકડા ખાઈ ગયો, અને બિલાડીઓને કહ્યું કે બેનો સુખેથી જાઓ. હવે પછી મારૂં કંઇ

કામ પડે તો બોલાવજો. બિલાડીઓ બિચારી કંઈ પણ બોલ્યા વિના વીલે મોંઢે ચાલી ગઇ.

## ૨. હાથી અને દરજી.

એક હાથી હતો. તે દરરોજ તળાવમાં પાણી પીવા જતો. રસ્તામાં એક દરજીની દુકાન હતી. દરજી હાથીને રોજ કંઇક કંઇક ખાવાનું આપતો; આથી હાથી અને દરજીને ભાઇબંધી થઇ. એક દહાડો દરજીને પેલા હાથીની મશ્કરી કરવાનું મન થયું. તેથી પોતાની દુકાન આગળ આવ્યો અને રોજની ટેવ પ્રમાણે તેણે પોતાની સૂંઢ દુકાનમાં લંબાવી, એટલે પેલા દરજીએ તેની સૂંઢમાં સોય ઘોચી ઘાલી, આથી હાથીએ એકદમ સૂંઢ ખેંચી લીધી, હાથી બહુ જબરો હતો, તે દરજીને સૂંઢની એક ઝાપોટ મારે તો પેલો દરજી મરી જાય; પણ હાથીએ તે વેળાએ તો દરજીને કશું કર્યું નહિ, અને પાણી પીવા ચાલ્યો ગયો. પછી તળાવથી પાણી પીને પાછા આવતાં સૂંઢમાં કાદવ કચરો, પાણી વગેરે ભરી આણ્યું અને દરજીની દુકાનમાં સૂંઢ લંબાવીને ફું કરીને પાછી ફૂંક મારી તેથી કાદવ કચરા વડે દરજીનાં બધાં લુગડાં, મોં અને આખી દુકાન છંટાઇ ગઇ, અને બધે કચરો કચરો થઇ ગયો. ત્યાર પછી દરજી બીજાની મશ્કરી કરવાની ટેવ ભુલી ગયો.

## ૩. ચોકખાઈ.

મગન કરીને એક છોકરો હતો. તેને વાંચવાનો બહુ શોખ હતો. તે વાતોના તડાકા મારવામાં નકામો વખત

જાળતો નહિ. તે પોતાના નવરાશના વખતમાં ઘરનું આંગણું, ભીંતો, ખુંણાવચાળા વગેરે સાફ કરતો. પોતાના ઘરના આંગણા આગળ કચરો પુંજો પડયો રહે, અથવા ઘરમાં કપડાં લત્તાં વગેરે આડાં અવળાં ગમે તેમ પડયાં રહે એ તેને ગમતું નહિ. તે વખતો વખત ઘરમાં સાફસુફ કરવા મંડી જતો. તેની ચોપડીઓ પણ સ્વચ્છ અને પુંઠાં ચઢાવેલીજ રહેતી. અંદર ડાઘા પડવા દેતો નહિ કે ચોપડીનાં પાનાં વળી જવા દેતો નહિ. તેના હાથ, પગ, મોં, વાળ વગેરે સ્વચ્છ રાખતો. કપડાં પણ વખતો વખત ધોવરાવતો. તેની આવી રીતભાતથી સૌ કોઈ તેને ચહાતું, અને તેના ઉપર પ્રેમ રાખતું, આગળ જતાં તેની આબરૂ ઘણી વધી અને લોકોમાં તે માન પામવા લાગ્યો. તેને ઘરમાંની વસ્તુઓની ગોઠવણ કરતાં બહુ સારૂં આવડતું હતું, તેથી તેનું ઘર બહુ સુંદર દેખાતું હતું. તેના એ ગુણને લીધે એક મોટા વેપારીએ તેને પોતાને ત્યાં નોકર રાખ્યો, ને આગળ જતાં પોતાનો ભાગીદાર બનાવ્યો. તેથી મગન પોતાના ગામમાં એક મોટો વેપારી અને પૈસાદાર માણુસ બની ગયો.

## ૪. બહુ ખાનારી છોડી.

એક છોડી હતી તેને ખા ખા કરવાની ટેવ પડી હતી. તે તેના બાપ સાથે ખાય, વળી પાછી તેની મા જોડે ખાય. એમ ઘરનાં બધાં માણુસો સાથે ખાવા બેસે, તેથી તેનું ગાગર જેવું મોટું પેટ થયું, અને માંદી પડી. તેનાથી

બહાર ફરવા જવાય નહિ કે મઝાની રમતો રમી શકાય નહિ. પછી તેને કડવાં કડવાં ઓસડ પાયાં ત્યારે મટયું. ત્યાર પછી તેણે બહુ ખાવાની ટેવ મૂકી દીધી.

## વિવેકી છોકરો.

ચીમન કરીને એક છોકરો હતો. તે રોજ નિશાળે જાય. મહેતાજી શીખવે તે ધ્યાન દઇને શીખે. કોઈની જોડે લડે–વઢે નહિ, અને સૌની જોડે સંપીને ચાલે. તે છોકરો એક દહાડો પોતાના ઘરમાં એકલો બેઠો બેઠો કંઈ વાંચતો હતો, એવામાં કોઇ શેઠ તેને ઘેર આવ્યા. આવનાર શેઠે "ઘરમાં કોઇ છે કે" એવી બુમ મારી. તરતજ મગન બારણે આવ્યો, અને પેલા શેઠને સલામ કરીને કહેવા લાગ્યો કે પધારો કોનું કામ છે?. શેઠે કહ્યું, તારા બાપ કયાં છે? મગને કહ્યું, તેઓ પડોશમાં મારા કાકાને ત્યાં ગયા છે. આપ અંદર પધારો, હું તેમને બોલાવી લાવું છું. શેઠ ઘરની અંદર આવ્યા એટલે મગને એક શેતરંજી પાથરી અને શેઠને બેસાડ્યા. પછી બીજા ઓરડામાં જઇ એક પાણી ભરેલો લોટો અને પ્યાલો આણી શેઠના મોં આગળ મૂકયો. પછી પાનનો દાબડો શેઠના મોં આગળ મૂકીને કહેવા લાગ્યો કે આપ બેસો, હું હમણાંજ મારા પિતાજીને તેડી લાવું છું. એમ કહી ઝડપથી તેના પિતાને તેડી લાવ્યો. તેના બાપ આવ્યા એટલે તે શેતરંજીની

નીચે અદબસર શેઠની સામે પણ જરા દુર બેઠા. આવી તેની રીતભાત જોઈ શેઠ બહુ રાજી થયા; અને તેનાં વખાણ કરવા લાગ્યા. શેઠે તેના બાપને કહ્યું કે તમારો છોકરો બહુજ ડાહ્યો અને વિવેકી છે. તેની બોલવા ચાલવાની રીત-ભાત જોઇ હું બહુ રાજી થયો છું એમ કહી શેઠે તેને એક સુંદર ચિત્ર ઇનામ આપ્યું.

---

## ૬ છોકરો અને બોર.

એક છોકરો ગાગરમાંથી બોર કાઢતો હતો. તેણે બોરનો મૂઠો ભર્યો હતો, અને ગાગરનું મોં સાંકડું હતું. તેથી હાથ બહાર નીકળતો નહોતો. તેણે ઘણાંએ ફાંફાં માર્યાં પણ હાથ બહાર નીકળ્યો નહિ. ત્યાં થઈને કોઇ ડાહ્યો માણસ જતો હશે તેણે આ છોકરાને જોયો, અને કહ્યું કે ભાઇ, થોડાં બોર પડતાં મુક એટલે હાથ નીકળશે. છોકરે થોડાં બોર પડતાં મૂકયાં એટલે હાથ નીકળ્યો.

---

# ૩. બાળગીત.

## ૧. ઈશ્વરનું ભજન.

વૉસરૂં નહિ પ્રભુ નામ, કદી હું વૉસરૂં નહિ પ્રભુ નામ-ટેક.
ચંદ્ર સુરજ ને અગણિત તારા,
કર્યા ઉજાસને કામ. કદી હું૦ ૧

બહુ ઉપયોગી આપી હવા તેં,
એસે નહિ કંઈ દામ. કહો હું૦ ૨
અન્ન દીએ છે વરસાદેથી,
પાળે જીવ તમામ. કહો હું૦ ૩
ગાય ભેંસને દુધ દહીં દેવા,
સરજાવી સૌ ઠામ. કહો હું૦ ૪
ઝાડ પાન ફળ ફુલ બનાવ્યાં,
આંબો ગુલાબ બદામ. કહો હું૦ ૫
દયા કરી સેવકને આપો,
બહુ વિદ્યા સુખ હામ. કહો હું૦ ૬

---

## ૨. રંગનું ગીત.

( પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે—એ રાહ. )
ચાલો ઉઠોને, આજ રમત રમીએ નવી રે;
લેઇ ધજાઓ ને, કરીએ સારો ખેલ.
હોંસે હળીમળી સૌ, કરીએ આનંદ આપણે રે. ૧
( સાખી )
લાલ પીળો ને વાદળી, મૂળ રંગ કે'વાય;
બાકીના બીજા બધા, મેળવણીથી થાય.
ફરીએ ગોળ કુંડાળું, આજે આપણુ સાથમાં રે;
કેવા જુદા જુદા સુંદર શોભે રંગ,
હોંસે હળીમળી સૌ કરીએ આનંદ આપણે રે. ૨

(સાખી.)

લાલ અને પીળો મળી, નારંગી કહેવાય;
પીળામાં વાદળી મળે, લીલો રંગજ થાય.
એ રંગ આંખોને આનંદ આપે અતિ ઘણો રે;
માટે ઈશ્વરે સરજ્યો અપરંપાર,
હાંસે હળીમળી સૌ કરીએ આનંદ આપણે રે. ૩

(સાખી.)

રાતામાં વાદળી મળે, જાંબુડો રંગ જાણ;
પણ વાદળી વિશેષથી, નીળો રંગ પ્રમાણ.
એ તો ભાગો જાંબુડો નામે ઓળખાય છેરે,
એવા સર્વ મળીને રંગ થાય છે સાત,
હાંસે હળીમળી સૌ કરીએ આનંદ આપણે રે. ૪

## ૩. નિત્યનું કર્તવ્ય.

ધરો પ્રભુનું ધ્યાન, બાળ સહુ ધરો પ્રભુનું ધ્યાન.
સવારમાં વહેલા ઉઠીને, લેજો પ્રભુનું નામ. બાળ૦
પાયે લાગી માત પિતાને, કરવા પાઠો જાણ. બાળ૦
વખત થએ શાળાએ જાવું, કરો ગુરૂને પ્રણામ. બાળ૦
મહેતાજીની માની શિક્ષા, લેજો વિદ્યાદાન. બાળ૦
વિદ્યા લીધે સુખીઆં થાશો, કરશો રૂડાં કામ. બાળ૦
એ રીતે જે બાળક કરશે, તેનું છે કલ્યાણ. બાળ૦

## ૪. ઈશ્વર સ્તુતિ.

પ્રભુ તને સદા સદા ખુશી થઇ નમું નમું,
હરૂં ફરૂં હંમેશ હું, તનેજ કેમ ભૂલું હું;
પહાડ, ઝાડ, જંગલો, વળી જનાવરો જુઓ,
અનેક રંગ તેં કર્યા, વળી કર્યા અનાજ તે;
ગીત ગાઈ ગાઈ તને, નિત્ય તો વધાવું હું,
સુખી થવા સહુ કર્યું, ભલો ન કેમ થાઉં હું.

## ૫. બિલાડી.

( ભોજા ભગતના પદની રાહ. )

બિલ્લી વાઘ તણી માસી, જોઇને ઉંદર જાય નાસી. ટેક.
ચામડી ઉપર ચટાપટા ને પૂછડી પટપટ થાય,
ખુણા વચાળા ખોળીખોળીને, ઝડપી ઉંદર સ્હાય. બિલ્લી૦ ૧
ભૂરે ડાળે ભલું ભાળતી, જવ અંધારૂં ઘોર;
એકજ ઘરમાં ગોઠે નહિ, એ ગામની ચોર. બિલ્લી૦ ૨
જીભ વતે પાણી એ પીતી, આંખો મીંચી ખાય;
કુતરૂં એનો કાળજ માટે, દેખી નાશી જાય. બિલ્લી૦ ૩

---

# ગીત સાથે ડ્રિલ.

## ૬. ડ્રિલ. ( વર્ગમાં કરવાની. )

એક બોલતાં આપણુ સાથે બેઉ હાથ ઉંચાજ કરો,
બે કહેતામાં મંડલ આખું બેઉ હાથ માથેજ ધરો;

ત્રણ કહેતામાં હાથ ઉઠાવી લો ખાંધે ધીરજ સાથે,
ચાર કહીને બંને પાસે હાથ પ્રસારો ખુલ્લા સ્હેજ.
પાંચ બોલતાં તાળી લેવા બેઉ હાથ સામે લાવો,
સાત બોલતાં પૂઠે સાથે અદબ વાળો સંભાળી,
આઠે કર આગે લો પાછા જીભ રાખવી સંભાળી;
નવ બોલીને બેઠક વાળો દશે આળસ સહુ છોડી,
ટટાર સર્વે ઉભા થઇને નમો ગુરૂને કરજોડી.

## ૭. ડ્રિલ ( કસરતશાળામાં લઇ જવાની. )

### ( મરાઠી રાહ કે સવૈયો. )

( લસ્કરી કુચના રાગમાં ગવડાવવું.)

દફ્તર મૂકી ઊઠો સરવે, કપડાં લત્તાં સાફ કરી;
જમણા થઇને ચાલો વહેલા, ડાબો જમણો પાયધરી.

ડાબો જમણો કરતા જાઓ,
સરખાં ડગલાં ભરતા જાઓ.

ડાબો, જમણો, ડાબો, જમણો પગ મૂકીને આગળ જાઓ;
રમવાનું ઠેકાણું આવ્યું, બે હારે સૌ સીધા થાઓ.
સલામ કરીને અદબ કરો સૌ સાથે હાથ મૂકી છૂટા થઇ જાઓ,
જમણા, અવળા, ડાબા, સીધા, ઘુંટણુ બેસી ઉભા થાઓ.

## ૮. વિસર્જન. ( વર્ગમાં પાછા લઇ જવાની. )

### ( સવૈયો. )

ડ્રિલ આપણી પૂરી થઇને ચાલો જઇએ બારોબાર;
ધીમે ધીમે પગ ઉપાડી ચાલો સર્વે હારોહાર.

નજર આપણી સામે રાખો ચાલો સૌ એક એક પુંઠે,
સંભાળી સંભાળી ચાલો હાર આપણી નવ તૂટે.
ઉભા રહો સૌ સૌને ઠામે આઘાપાછા નવ થાશો,
સૌ સાથે શિક્ષકને પોતે નમન કરીને સ્થિર બેસો.

---

# ૪. સંવાદ.

## ૧. લખોટી.

ભાઈ છગન, આ લખોટી કેવી મઝાની છે?
બહુ સારી છે, તને કોણે આપી?
હું ચીમનના ઘરમાં રમવા ગયો હતો ત્યાંથી લાવ્યો.
કોઇને કહીને લાવ્યો?
ના, છાનોમાનો લાવ્યો, મારે જોઇએ તે લઉં તેમાં કહેવું શું?
કેમ નહિ? હું તારી ટોપી કે ચોપડી લઉં તો તને ગમે?
ના, એ તો મારાં છે; તારાથી મારૂં ન લેવાય.
ત્યારે તારાથી એ ચીમનનું કે બીજા કોઇનું કેમ લેવાય?
બીજાની ચીજ તેને પુછયા વિના લઇએ તો ચોરી ઠરે,
ચોરવું નહિ, એવું મહેતાજી સાહેબે શીખવ્યું હતું
તે તું ભૂલી ગયો?
હા રે હા, હવે હું સમજ્યો, ત્યારે તો હું એની લખોટી
એને પાછી આપી આવું.

---

## ૨. એક આનો કમાયો.

(મહેતાજીરે મહીનું મુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું એરાહ.)

વનમાળી રે ચાલો ઉજાણી જઇએ,
પૈસો એકે નથી મારી પાસે રે,
એક આનો કમાયો છું આજે રે,
કેળાં, બરફી રે આદુ લાવી ખાઇએ—
ભાઈ ચાલો ઉજાણી જઇએ. ૧

અલ્યા આનો ક્યાંથી કમાયો રે,
પેલા કાશીઆને ભરમાવ્યો રે,
આપી પે'લી આના બે લાવ્યો,
એ વાત રે કોઇને નવ કહીએ—
ભાઇ ચાલો ઉજાણી જઇએ. ૨

અલ્યા લુચ્ચાઈ તેં તો કીધી રે,
એક આને પે'લી તેં લીધી રે,
છેતરીઓ રે બાળકને તેં આજે—
નહિ આવું ઉજાણી કાજે. ૩

એક આને પે'લી મેં તો લીધી રે,
ત્રણ આના કહીને દીધી રે,
શું સમજે રે બાળક એને કહીએ—
ભાઈ ચાલો ઉજાણી જઇએ. ૪

એક આનો પે'ણીનું મૂલ્ય રે,
બે આના લીધા તેં તૂલ્યે રે,
એ વાતરે કહીશ જઇને આજે—
નહિ આવું ઉજાણી કાજે. ૫
જઇને આનો પાછો હું આપું રે,
મારી ફજેતી મા કર બાપુ રે,
એ વાતરે કોઇને નવ કહીએ—
મારી વિનતિ ઉરમાં લઇએ. ૬
આવું કામ હવે નહિ કરતો રે,
બોધ મહેતાજીનો રહે ધરતો રે,
ગરબી રચીરે સત્યને ગ્રહણ કરવા—
બાળનીતિ સુધરવા. ૭

---

## ૩. દુકાન.

ભાઇ છગન, તમે બધા અહીં આવો.
આપણે આજ એક નવી રમત રમીએ.
હું દુકાન માંડું.
તમે મારી દુકાને માલ લેવા આવશો?
હા, તમે શું શું વેચશો?
મારી દુકાને રેવડી, પતાસાં, ને ટીકડી મળશે.
ભલે, તમે દુકાન માંડી રહો એટલે કહેજો.

ચાલો, પહેલો કોણ આવે છે?
હું છગન આવું છું.
મને એક પૈસાની બરફી આપો.
છગન, જા, તને નહિ રમાડીએ.
હું બરફી વેચતો નથી, ને તે તું કેમ માગે છે?
મને કાઢી ન મૂકો. ફરી એવું નહિ માગું.
મને એક પૈસાની ટીકડી આપો.
લે આ ટીકડી. લો આ પૈસો.
પેલો કોઈ બીજો ઘરાક આવે છે.
તમે પતાસાં વેચો છો? હા.
મારે સારામાં સારાં જોઇએ.
મારી નાની બેનને માટે મોકલવાં છે.
વાહ! એમ છે, તો, ભાઈ, તને બે વધારે આપીશ.
આ પતાસાં ઘણાં સારાં છે.
બીજાને એક પૈસાનાં પાંચ આપું છું, પણ તને
સાત આપીશ.
લો આ પૈસો ને આપો.
વાહ! દુકાનદાર ભલો છે.
છોકરાંને તે છેતરતો નથી.

# ૫. કિન્ડર્ગાર્ટન.

---

## ૧. પેટી ખોલવા વિષે.

---

( ચોપાઇ. )

એકે મૂકો જમણો હાથ, પેટી ઉપર સર્વે સાથ,
બેએ તાણો ઢાંકણુ સ્હેજ, અર્ધો ઇંચ શુમારે એજ. ૧
ત્રણે પેટી ઉંચી કરો, ડાબો કર તે ઉપર ધરો,
ચારે ઊંધી વાળો એમ, ઢાંકણુ નીચે આવે તેમ. ૨
પાંચે ઢાંકણુ ખેંચી લઈ, જમણે ખૂણે મૂકો ભાઇ,
છએ ખોખું ઉપાડો હાથ, ઢાંકણુપર મૂકો સૌ સાથ. ૩

દોહરો.

પેટી ખોલે દેખીએ, રૂડો લક્કડ ધન;
જ્ઞાન ભલેરૂં પામીએ, રમીએ જો દઇ મન.

---

## ૨. બક્ષીસ ત્રીજી.

ચોપાઇ.

આઠ નંગનો ઘન કે મેઝ, ઘાટ બને બહુ મનહર સ્હેજ;
આગળથી બે નંગજ લઈ, જમણી બાજૂ મૂકો સહી. ૧
પાછળથી ઉપાડો તેમ, મૂકો હારે પહેલા જેમ;
તેવી રીતે નીચા ચાર, મૂકો ઉપર હારોહાર. ૨

**નીચી** ભીંત બને નિરધાર, રચવા ઉભી કરો વિચાર;
બે બાજુથી છેલ્લી હાર, વચ્ચે લો **ઉભી ભીંત** સાર. ૩
તેમાંથી બબ્બે ઘન લઈ, **ચીમની** ચાર બનાવો ભાઈ;
બબ્બે નીચે ઉપર ધરો, **ઉંચીનો** દેખાવજ કરો. ૪
ઉંચી બે સુવાડો ભોંય, અંતર વચ્ચે રાખી ત્યાંય;
**શેરીનો** જોતાં આકાર, આનંદ વાધે અપરંપાર. ૫

---

## ૩. બક્ષીસ ચોથી.

### ચોપાઈ.

બે ઉભી પર આડી એક, ફરીથી એવી રીતે નેક;
મૂકો ઉભી બે જે રહી, ઘંટ તણો મિનારો સહી. ૧
બબ્બેની ઉભી બે હાર, પાછળ બે મૂકો નિરધાર;
માથે જો બે આડી થાય, ખેડુતનું તે ઘર કહેવાય. ૨
બે બાજુથી એકેક લઇ, ઘરનું બાર બનાવો ભાઇ;
ચોરી નહિ કદાપિ થાય, બંધ બારણે જો સુવાય. ૩
એક એકથી ચઢતા ઘણા, ઘાટ બને તેમાં નહિ મણા;
શિક્ષકની જો લઇએ સ્હાય, તો કામો બહુ સારાં થાય. ૪

## ૪. બક્ષીસ પાંચમી.

### ચોપાઈ.

સત્તાવીસ ઘનનો ઘન કરો, આગળ વચમાં પા ઘન ધરો;
ઉપર નવ આખા ઘન થાય, ટેબલ જેવો ઘાટ જણાય. ૧
આગળના ત્રણ પાછળ ધરો, ઘાટ થશે ગેલેરી તણો;
બે હાથેથી બંને પાસ, બે આંગળ ખસેડો ખાસ. ૨

તો **નીસરણી** ત્રણ જણાય, ભેગી કરો હતી તેમ થાય;
વચલા ત્રણ ઘન ઉપર જાય, તો મોટી **ખુરશી** દેખાય. ૩
એ ખુરશીના ભાગજ ત્રણ, કરતાં **ખુરશી** થાશે ત્રણ;
નાની ખુરશી ભેગી કરી, મોટી ખુરશી કરજો ફરી. ૪
જુદા ત્રણ પા ઘન ત્યો લઇ, ઉપરના ત્રણ મૂકો તહીં;
બે પા ઘનનો ચોરસ કરો, બેઠક પાસે ઘન પર ધરો. ૫
ચોરસ તેવો બીજો કરી, સામે પડખે મૂકો ફરી;
ત્રીજો ચોરસ તેવી રીત, ગોઠવજો રાખીને ચિત્ત. ૬
ચોથો ચોરસ આવી જાય, ત્યારે હાથાં પૂરા થાય;
બાકીનો ચોરસ લઇ એક, ઘન નીચે ગોઠવજો છેક. ૭
સાથે બીજો ચોરસ ધરો, ઘાટ આપણો પરો કરો;
**હાથવાળી ખુરશી** થાય, ઘાટ ઘણો સુંદર દેખાય. ૮

---

# ૬. ધાતો અને આંકનો ઉપયોગ.

## ૧. શેરની ધાત.

શેરના અચ્છેરા બે.
શેરના પાશેરા ચાર.
શેરનાં નવટાંકાં આઠ.
શેરનાં અધોળાં સોળ.
શેરના રૂપિયાભાર ચાળીસ.
શેરના પૈસાભાર બાતેર.

## ૨. મણની ધાત.

ચાળીસ શેરે મણ.
ત્રીસ શેરે પોણોમણ.
વીસ શેરે અધમણ.
દશ શેરે તોલું.
પાંચ શેરની પાંચશેરી.

## ૧. નાણાંની ધાત.

ત્રણપાઈનો પૈસો.
બે અધેલાનો પૈસો.
બે પૈસાનો ઢબુ.
ચાર પૈસાની આની.
બે આનાની બે આની.
ચાર આનાની પાવલી.
આઠ આનાનો અડધો.
સોળ આનાનો રૂપીઓ
પંદર રૂપીઆની મહોર.

## સાત વારનાં નામ.

રવિવાર.
સોમવાર.
મંગળવાર.
બુધવાર.
ગુરૂવાર.
શુક્રવાર.
શનિવાર.

૧. એક બારીમાં આઠ કાચ જડવા છે એવી ૨૦ બારીમાં જડવા માટે કેટલા કાચ જોઇએ. ૨૦ × ૮ = ૧૬૦.
૨. એક ગાયના બાવીસ રૂપીઆ બેસે તો ૮૮ રૂપીઆમાંથી કેટલી ગાયો આવે ? જ. ૪ (કેટલા ચોકું અઠ્ઠાસી.)
૩. મારી પાસે બે આનાની પાઇ છે તેમાંથી પાંચ છોકરા બબ્બે પાઈ લઇ ગયા તો કેટલી રહી ?
જ. ૨૪ પાઈ હતી તેમાંથી ૧૦ ગઈ, માટે ૧૪ રહી.
૪. એક મણ બાજરીના ૧ રૂપીઓ અને ત્રણ આના બેસે તો ૧૬ મણ બાજરીનું શું બેસે ? જ. સોળ રૂપીઆ. અને અડતાળીસ આના, એટલે ૧૯ રૂપીઆ.

૫. એક શેર ચણા ત્રણ જણને વહેંચી આપીએ તો દરેકને કેટલા આવે? શેરના પૈસાભાર ૭૨ માટે દરેકને ૨૪ પૈસાભાર.

૬. એક ટોપીને ૧ાા રૂપીઆ બેસે તો એવી ૪૮ ટોપીનું શું બેસે? ૪૮ × ૧ાા = ૭૨ રૂ.

૭. દીવાસળીની પેટીના એક ડઝનમાં ૧૨ પેટીઓ હોય છે તેવું એક ડઝન પાંચ પૈસે આણ્યું. પછી દરેક પેટી અડધે પૈસે વેચી તો શો નફો થયો?

જ. ૧૨ × ૦ાા = ૬ પૈસા ઉપજ્યા. માટે ૧ પૈસો નફો.

૮. એક ઘા કાગળનો એક આનો બેસે તો ત્રણ રૂપીઆના કેટલા આવે? ત્રણ રૂપીઆના આના ૪૮ માટે ૪૮ ઘા કાગળ આવે.

૯. એકેક કાગળના ચાર ચાર ભાગ કરેલા છે એવા ૬૪ ભાગ લઉં તો કેટલા કાગળ થાય? જ. ૬૪ × ૦ા = ૧૬.

૧૦. દરેક હારમાં ૯ છોકરા હતા. તેવી ૨૪ હારોમાંના છોકરામાંથી ૧૦ જણને રજા આપી તો કેટલા રહ્યા. ૨૪ × ૯=૨૧૬ હતા તેમાંથી ૧૦ ને રજા આપી માટે ૨૦૬ રહ્યા.

૧૧. ૨૧૬ ગણવા હોય તેમાં દશક કેટલા જોઇએ? ઉ. ૨૧.

૧૨. એક ચોપડીના પાંચ પૈસા બેસે તો એવી ૨૦ ચોપડીનું શું બેસે?

૨૦ × ૫ = ૧૦૦ પૈસા એટલે ૨૫ આના માટે રૂ. ૧–૯–૦.

૧૩. એક કાગળનાં આઠ પૃષ્ટ પાડવામાં આવે તો એ લેખે એક ચોપડીમાં ૨૦૮ પૃષ્ટ છે, ત્યારે એમાં કેટલા કાગળ વપરાયા હશે? ઉ૦ ૨૬ કાગળ.

૧૪. ૪૦ માંથી કેટલા લઉ તો ૩૫ રહે? જ૦ ૫.

૧૫. ૪૦ માં ૬૦ ઉમેરો તો કેટલા થાય?

૪૦ એટલે બે વખત ૨૦ છે તેમાં ૬૦ એટલે ત્રણ વખત વીસ ઉમેરો. માટે ૫ વખત ૨૦ લઇએ એટલા થયા. ૨૦×૫=૧૦૦.

૧૬. ૧૪૦ છે તેમાંથી ૫૬ કાઢી લો તો શું રહે?

૧૪૦ એટલે ૫ વખત ૨૮; અને ૫૬ એટલે બે વખત ૨૮ માટે ૩ વખત ૨૮ રહ્યા. માટે ૨૮×૩ = ૮૪ જવાબ.

૧૭. ૯૦ માં ૫૪ ઉમેરો.

૯૦ એટલે ૫ વખત ૧૮ અને ૫૪ એટલે ૩ વખત ૧૮ માટે ૨ વખત ૧૮ રહ્યા એટલે ૧૮×૨=૩૬ જવાબ.

૧૮. ૧॥ રૂપીઆના, ૨॥ રૂપીઆના, અને સવા રૂપીઆના આના કેટલા? ૨૪, ૪૦ અને ૨૦.

૧૯. ૨॥ મણના શેર કેટલા? જ. ૧૦૦

સમાપ્ત.

# શ્રીમંત ગુણાનુવાદ.

નૃપ સયાજી શુભ ગુણવંતા (૨) ટેક.
સુંદર તન અતિશય સુખકારી,
નિર્મળ કાન્તિ અધિક મનહારી;
મંદહાસ્ય મુખ પદ્મ વિલસતું,
શબ્દ સુધારસ ઝરતા. નૃપ સયાજી૦ ૧

ઉર વિશાળ કર દીર્ઘ દયાળા,
ભૂપ રૂપ ગુણવંતા ભાળ્યા;
જ્ઞાનવાન મતિમાન મહીપતિ,
દેશ દાઝ દિલ ધરતા. નૃપ સયાજી૦ ૨

કર કમલે કમલા ઝલકાતી,
મુખ કમલ સત્નીતિ ઉભરાતી;
સન્નીતિ ઉર વસતી નિરંશ વાસ,
પર દુઃખ નિત્ય પરહરતા. નૃપ સયાજી૦ ૩

પ્રજા ગણી નિજ પ્રજા બરાબર,
પ્રતિદિન પ્રતિ પાલનમાં તત્પર;
જ્ઞાન દાન દઈ સુમતિ સુઝાડે,
દીર્ઘ જીવો જશવંતા. નૃપ સયાજી૦ ૪

# સૂચના.

અમારે ત્યાંથી આ રાજ્યની શાળાઓમાં ચાલતાં ગુજરાતી ઇંગ્રેજી વિગેરે તમામ પુસ્તકો તથા સ્ટેશનરી સામાન મળે છે. જથ્થાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે. બહારગામ ઓર્ડરપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

## અમારા તરફથી પ્રગટ થએલાં પુસ્તકો.

| | | કિંમત. રૂ. આ. |
|---|---|---|
| ૧. | ગુ. બીજા ધોરણની નોટ. ( આ રાજ્યના નવા ધોરણ પ્રમાણે તમામ વિષયો સાથે ) | ૦—૩ |
| ૨. | ગુ. ત્રીજા ધોરણની નોટ. | ૦—૫ |
| ૩. | ગુ. ચોથા ધોરણની નોટ. | ૦—૯ |
| ૪. | ગુ. પાંચમા ધોરણની નોટ. | ૦—૧૦ |
| ૫. | ગુ. છઠ્ઠા „ „ | ૦—૧૨ |
| ૬. | હિન્દી પ્રાઇમર તથા શિક્ષાવળી ભાગ ૧ લાના અર્થ તરજુમા સહિત. | ૦—૩—૬ |
| ૭. | હિન્દી શિક્ષાવલી ભાગ ૨ જાના અર્થ તરજુમા સહિત | ૦—૪—૦ |
| ૮. | પ્રશ્નોત્તરરૂપે સૃષ્ટિજ્ઞાન ધો. ૧ લું. આવૃત્તિ ૧ લી | ૦—૧—૬ |
| ૯. | „ „ „ ૨ જું. „ ૩ જી | ૦—૧—૦ |
| ૧૦. | „ „ „ ૩ જું. „ „ | ૦—૨—૦ |
| ૧૧. | „ „ „ ૪ થું. „ „ | ૦—૨—૦ |
| ૧૨. | „ „ „ ૫ મું. „ „ | ૦—૨—૬ |
| ૧૩. | „ „ „ ૬ ઠું. „ ૨ જી | ૦—૨—૬ |
| ૧૪. | „ „ „ ૭ મું. „ ૧ લી | ૦—૪—૬ |
| ૧૫. | પ્રશ્નોત્તરરૂપે વડોદરા રાજ્યનો સરળ ઇતિહાસ. | ૦—૩—૦ |
| ૧૬. | ભરતખંડનો પ્રશ્નોત્તરરૂપે સરળ ઇતિહાસ ધો. ૫ માટે | ૦—૨—૦ |
| ૧૭. | „ „ „ ધો. ૬ માટે | ૦—૩—૦ |
| ૧૮. | પ્રશ્નોત્તરરૂપે નાગરિકના ધર્મ તથા આરોગ્યવિદ્યા. | ૦—૩—૦ |

પત્રવ્યવહાર નીચેના સિરનામે કરવો:—

મણીલાલ મૂળજીભાઇ ઉપાધ્યાય.

બુકસેલર એન્ડ પબ્લીશર.

મુ. પેટલાદ, વાયા આણંદ.